# પ્રભુ ચરણે

# પ્રાર્થનાનાં પદ.



કેશવ હ. શેઠ.

કિંમત, આઠ આના.

# પ્રભુ ચરણે

## પ્રાર્થનાના પદ




त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥

गीता अ. ११ श्लोक १८

# પ્રભુ ચરણે

## પ્રાર્થનાનાં પદ.



यं ब्रह्मा वरुणेन्द्र रुद्र मरुतः स्तुन्वन्ति दिव्यैस्तवै-
र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ।
ध्यानावस्थित तद्गतेन मनसा पश्यन्ति यं योगिनो
यस्यांतम् न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥



રચી પ્રસિદ્ધ કરનારઃ—
કેશવલાલ હરગોવિંદદાસ શેઠ.
ઉમરેઠ—(જી. ખેડા.)

નોછાવર, આઠ આના.

## અભિનન્દન:-

નીચેના વાઘોડીઆ નિવાસી મિત્રો પૈકી અનુક્રમ નંબર ૧ થી ૭ સુધી દરેકે રૂપિયા ત્રણ અને તે પછીના બે મિત્રોએ રૂ. ૧।। તથા પછીના મિત્રોએ રૂ. ૧) એ પ્રમાણે પ્રાર્થનાનાં પદના ઉત્તેજન દાખલ અગાઉથી જ મને મોકલ્યા હતા તે બદલ તે સર્વ બન્ધુઓને અભિનન્દન આપું છું:—મેશર્સ મણિલાલ મંગળજી, ફુલચંદ મનસુખ, મગનલાલ હરગોવિંદદાસ, ગિરધરલાલ કેશવલાલ, છગનલાલ હરગોવિંદદાસ, કુબેરભાઈ માનસિંહ, અમૃતલાલ નરોત્તમદાસ વકીલ, ત્રિભોવન મુલજીભાઇ, મગનલાલ ભુલાભાઇ, મગનલાલ અમથાભાઇ સોની, પુરૂષોત્તમ મથુરદાસ, મોહનલાલ મથુરદાસ તથા મણિલાલ જમનાદાસ દેશાઈ.

---

મુખ્ય એજન્ટ,

**રા. જીવનલાલ અમરશી મહેતા.**

પીરમશા રોડ,—અમદાવાદ.

---

આવૃત્તિ ૧ લી. પ્રત ૭૫૦.

અમદાવાદ ધી ડાયમંડ જ્યુ પ્રી. પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

સંવત ૧૯૭૫.



# પ્રસ્તાવના.

કેવા સંજોગોમાં પ્રાર્થનાનાં પદ રચાયાં ?

સંવત્ ૧૯૭૪ ની શરદઋતુમાં ભયંકર કાળજ્વરે* અખિલ ભરતખંડમાં કેર વર્તાવવા માંડ્યો. એક દૈત્ય હોય, તે દમ ખેંચે ને ખેંચાતા દમ સાથે સેંકડો જીવો દૈત્યના ગળામાં જઈ ભરાય એ પ્રમાણે–દૈત્યને એ દયા આવે એવા ત્રાસજનક–એ કાળજ્વરના મ્હોંમાં રોજ સંખ્યાબંધ જીવો કોળિયા પેઠે ચવાઇ જતા હતા§ વળી એજ તાકડે અનાવૃષ્ટિ, મરકી, મોંઘવારી, દુકાળ, લડાઇ અને લૂંટવડે પ્રજાજીવન છેક છિન્નભિન્ન દશા ભોગવી રહ્યું હતું. હાંજા ગગડાવી દે એવા એ પ્રસંગના રંગમાં રંગાયલા સૌ કોઇ સ્વીકારશે કે મરૂં–મરૂં થઇ રહેલી પ્રજા પર થતા સઘળા હૂમલા રાક્ષસી જ હતા. બનાવ અનુભવ સિદ્ધ છે કે કાળજ્વરને છાંયડે પણ ઉભા રહેનારનાં સંસારજીવન વેરાઇ જતાં હતાં; અને આવી પડેલી ઉપરાછાપરી ઉપરની અણધારી વિવિધ

---

* Influanza.

§ હિન્દી સરકારની વડી ધારાસભામાં એક લોકનિયુક્ત સભ્યે પૂછેલા પ્રશ્નનો ખુલાસો આપતાં સરકારે જણાવ્યું હતું કે હિન્દુસ્તાનમાં કાળજ્વર ( Influanza ) ને લીધે ૬૦,૦૦૦૦૦ મરણ નિપજ્યાં હતાં. અને જૂની તવારિખથી માંડીને આજપર્યંત આવો મૃત્યુઅંક આ પહેલીજ વાર આવ્યો છે.

આફતોથી ઘણાં ગરીબ કુટુમ્બનાં ઘર ભાગ્યાં હતાં. કેટલાંકનાં કમાડ હમેશને વાસ્તે વસાયાં, અસંખ્ય આદમી નોધારા થઇ પડયા, સ્વર્ગીય સુખચેનમાં કલ્લોલતાં અહોળાં ખાનદાની કુટુમ્બો ઘડીના છઠ્ઠા ભાગમાં હતાં નહતાં થઇ ગયાં, અને એવાં કુટુમ્બથી બચી, એકલદોકલ રહી ગએલ કોઈ કોઇ માનવબુદ્‌બુદ્‌ સાક્ષાત શોકની જ પ્રતિકૃતિ પેઠે પોતાના સ્મશાન જેવા સૂના સંસારે સૉરતાં કેવળ ફૂટી જવાની જ વાટ જોતા જીવતા રહ્યા.

કુદરતની સામે નહિ થનાર એવા—જેઓ આરોગ્યસંરક્ષણ પુરતી સમ્પૂર્ણ કાળજી રાખી શક્યા હતા તેઓ—આ રોગના ભોગ થતાં બચેલા હોઇ તેમને વાસ્તે એ અણીને પ્રસંગે એક પવિત્ર ધર્મકર્ત્તવ્ય બજાવવાનું સજાયલું હતું. કર્ત્તવ્ય એ, કે લોક માંદા પડતાં અટકે એવા ઉપચારો યોજવા, માંદાં પડેલાંની માવજત કરવી, માંદાં પડેલાંનાં સગાં વહાલાંને ઘટતું ઓથઆશ્વાસન દેવું ને ટુંકામાં તે વેળાની જરૂરીઆતો પૂરી પાડવા સારૂ સ્વયંસેવક તરીકે સજ્જ રહેવું.

આ ધર્મકર્ત્તવ્ય, ઝઝુમી રહેલી તરવારની ધાર જેટલું—ને જેવું તીક્ષ્ણ હતું, છતાં તે કર્ત્તવ્ય અદા કરવામાં ઉંડી મીઠાશ પણ અનુભવાતી હતી જ. તે વેળાની પ્રત્યેક પળોમાં પ્રજાના હૃદયભેદક પોકારોમાંથી જ ભુતદયા ને દેવકરૂણાનાં દર્શન થતાં હતાં.

એવાં દર્શન કરવા જેટલાં ભાગ્ય આ લેખકનાં ઉઘડયાં હતાં. દરદીઓની પથારી આગળ રાતની રાતો તપશ્ચર્યા તપતાં મને શું થયું હશે, એ તો વગર લખ્યે પણ "જેને રામબાણ વાગ્યાં હશે તે જાણશે" જ.

સૌનો જીવ પડીકે બંધાયો હતો ને "મરણ પગલાંને હેઠ" હોવાનું ન માનનારાઓને પણ તેની પ્રત્યક્ષ પ્રતીતિ થતી હતી. "અરેરે, અહુહ! અરે રામ રામ" નોજ ધ્વનિપ્રતિધ્વનિ સાંભળી સાંભળી બ્હેરા

બુંઠ બનતા કાન અને બુઠ્ઠું બનતું હૃદય, કવિયો જેને આત્મશાંતિ કહે છે તેને ભૂલતું હતું. અને સડતા સંસારે જીવતાં માનવજીવનના અંતિમકાળવાળી મરણની ઘાંટી કેટલી કારમી હોય છે તે અનુભવી, પરિણામ જોવા ફાંફાં મારતું હતું.

પરિણામ જણાયું. ભવિષ્ય ઉજ્વલ દેખાયું: તે સાથે "પ્રભુ દયાળુ છે" એની ખાતરી કરી આપવા, જાણે કોઇ જાદુગર તેની પાંથરેલી કલાઓ પાછી સંકેલી લેતો હોય તેમ આસ્તે આસ્તે રોગચાળો કમી થયો. મલિન વાદળાંએ ઘેરી લીધેલા આસ્માની આકાશમાં—આકાશરૂપ શ્યામ પડદામાં, તગતગતા તારા પેઠે સૂર્યબિંબરેષા ઉઘડી; ને પ્રજાહૃદયને ધવા વળી.

તથાપિ કાળજ્વરે કરેલી ગંભીર અસર હૃદયના ઉંડાણમાં તેના તાજા સ્વરૂપે જ ટકી રહી. દયા ને કરૂણાયુક્ત તે ભૂતદસ્યો દષ્ટિમાં ઠરી રહીને અનનુભૂત મસ્તી જમાવતાં રહ્યાં.

એજ ટાંકણે, એકાક્ષરી અવટંકોવાળા, દેશના સૂર્યચન્દ્રરૂપ એ ચક્ષુ જેવા ટિળક ને ટાગોર રચિત ગીતા ને ગીતાંજલિનું વાચન આરમ્ભ્યું હતું. તે વાચનને પરિણામે, કાળજ્વરને અંગે જે કંઇ આછોપાતળો સ્મશાનવૈરાગ્ય તસ્કરવૃત્તિથી ભિતર ભાગમાં ભરાઇ ગએલો તે સમૂળો નષ્ટ થયો અને દયા ને કરૂણામાં નિમજ્જન કરતું આ રાંકહૃદય પ્રભુકૃપાનું પાત્ર બનવા ને તેનો પ્રેમ ગાવા ફિછાળા મારી રહ્યું.

†મધુર કરુણતા કે દુઃખમય આનન્દનો અનુભવ તમને થયો છે? મને એવા આનન્દનો અનુભવ થવા માંડ્યો. કાળજ્વર વેળાનાં દયામણાં દસ્યોને અંગે દુઃખ ખમતું હૃદય હવે ગીતા ને ગીતાંજલિના

---

†કાલિદાસ કવિયે દુઃખમય આનન્દના સ્વરૂપને સદષ્ટાંત સમજાવ્યો છે. પ્રસુતિકાળ—વેળાએ થતી વેદનામાં દુઃખમય આનન્દ સમાયલો તેઓએ કહ્યો

ભાવપ્રભાવે આનન્દ પામવા લાગ્યું. પ્રાર્થનાનાં પદ રચાવા લાગ્યાં અને હૃદય પ્રભુનો પ્રેમ ગાવા લાગ્યું.

પ્રાર્થનાનાં પદ આવા સંજોગોમાં રચાયાં છે. જ્યારે તે રચાતાં હતાં ત્યારે તેના હેતુ કે હિત–પરિણામનો તર્ક સરખો ન્હોતો થયો. અને હવે, રચાઇ તૈયાર થયા પછી તેવા મન્થનમાં પડવા, આ હૃદય શોધક બુદ્ધિને વિવશ થવા ન્હાતું પણ નથી. અધિકારીવર્ગને તારવણી કરવાનો અધિકાર છેજ. અધિકારીઓની અદલ કદરમાં મને આસ્થા છે.

છતાં સ્વાભાવિક રીતે આટલું તો હવે જોઈ શકું છું કે,

૧. બધા સામ્પ્રદાયિકો સૌ સૌની શાખામાં પ્રાર્થના કરી શકે તેવી કલાવાળાં આ પદ છે.

૨. દેવાલયોમાં, હરિકથા ને વ્યાખ્યાનોના પ્રસંગોમાં, ભવ્ય સમાજ–સભાઓ અને ન્હાનાં મંડળોમાં મંગળાચરણરૂપે ગાઈ શકાય તેવા ભાવવાળાં આ પદ છે.

---

છે. વધુ સ્પષ્ટીકરણ વાસ્તે વિશેષ દૃષ્ટાંતો તપાસીએ. કોઈ કવિએ તેના કોઇ સ્વર્ગસ્થ સુહૃદને સંબોધીને રચેલી કરૂણપ્રશસ્તિ વાંચતાં કાવ્યરસજ્ઞને દુઃખમય આનન્દજ થવાનો. દુઃખ તો સ્વર્ગસ્થ આત્મા પ્રત્યેની લાગણીને અંતે દેખીતુંજ છે અને તાદૃશ્ય ભાવો યોગ્ય સ્વરૂપે વ્યક્ત કરી, રસજ્ઞ વાચકને વિહ્વળ બનાવી શકે તેવી કવિની અપૂર્વ પ્રતિભાના અનુભવે "અહા ! કેવું સુન્દર કાવ્ય" એ ઉદ્ગારો સાથે થતો અનુભવ તે આનન્દ.

પ્રાણથી યે પ્રિય એવો એક સુહૃદ વીસ ગાઉને અંતરે, લાંબા વિયોગ પછી આવી ચડયો હોય તેને જોવા–મળવા પગપાળા થઇ રસ્તો વટાવવો પડે તો તેને અંગે પડતા પરિશ્રમમાં પીડા તો ખરીજ; છતાં થનાર સુહૃદ સંમિલનનો મનમાં ઉદ્ભવતો મધુરભાવ પાછો એટલોજ આનન્દપ્રદ છે.

તમે કોઈ સાહસિક વહેપારીના પરિચયમાં આવ્યા છો ? કલ્પો કે તેવા એકાદ વહેપારીને અણધાર્યો રૂપિયા દસ હજારનો તડાકો પડયો. તો તે રૂપિયાની થેલી ખાંધપર મુકી જાતે ઉપાડી ઘેર લઈ જવામાં તેને પરિશ્રમ પડે એ પીડા તો ખરી જ પણ મળેલા નફાનો આનન્દ પણ તે સાથે જ સંમાશ્રિત છે ને ?

૩. કવિયો કે તત્ત્વજ્ઞો જેને આત્મશાંતિ કહે છે તેવી શાંતિ ભૂલી જતાં જતાં–કબજામાંથી તેવી શાંતિ છટકી જતી કબજે રાખતાં રાખતાં રચાયલાં એક ઘડાયલા અપરાધી મુમુક્ષુના ઉદ્ગારોથી ભરેલી આ પ્રાર્થનાઓ છે.

૪. ભરતખંડનું બંધારણ ધાર્મિકતત્ત્વપર બંધાયલું હોઇ§ અનુભવીઓએ સ્વીકાર્યું છે કે જ્યારે ઇતર પ્રદેશો પાયમાલ થઇને રૂપાન્તર પામી ચૂક્યા છે, ત્યારે પણ પડ્યો આખડ્યો ભરતખંડ, તેથી જ હજુ ટકી રહ્યો છે. વસ્તુસ્થિતિ આમ છતાં આપણું ગૂર્જર સાહિત્ય ધાર્મિકઅંગો વિકસાવવામાં અને તેને વાપરવામાં કેટલું બધું મોળું છે! મને લાગે છે કે તેવા સંજોગોમાં, સાહિત્યક્ષેત્રમાં સત્કારાય એવાં આ પદ છે.

**અમદાવાદ.**
આમળા એકાદશી.
૧૯૭૫.

**કેશવ હ. શેઠ.**

---

## સાંકળિયું:–



---

**§ તેથીજ પ્રાર્થનાનું સ્વરૂપ ને મહત્ત્વ, તેની આવશ્યકતા ને તેનાં આન્દોલનોની અસર આદિનો અત્ર ઉલ્લેખ નથી કર્યો.**




# પ્રાર્થનાનાં પદ.

## તપશ્ચર્યા.

( અનુષ્ટુપ. )



**તપોવન—**

બ્રહ્માન્ડે પાથર્યાં બ્રહ્મે પુણ્યતીર્થ-તપોવનો;
મહાજ્યોતિ સમાં પૂર્યાં તેજ ત્યાં બ્રહ્મલોકનાં.
કલાઓ કોટિ ખીલાવી ને લીલા સૌન્દર્યની;
ઉતાર્યો વેદના મંત્રો સમૃદ્ધિ ય ઐશ્વર્યની.
વિભૂતિ પાથરી ઇશે ગૂંથ્યાં જ્ઞાન-પવિત્રતા,
લ્હાવ કે લાભ લેતા તે-જેની જેટલી યોગ્યતા.
તપીને સંયમી સાચા સાધે શાશ્વત શાંતિને;
સધાવે આત્મની સિદ્ધિ ખીલાવે જન્મ કાંતિને.

**માતૃદેવો ભવ.**

દેવાંશી દેશીઓ દીઠા માતૃભૂમિતપે તપ્યા;
ભૂલીશું ના તપે તેવાં-માતૃભક્ત, કૃતજ્ઞતા.

**પિતૃદેવો ભવ.**

તપશ્ચર્યા ધરી રામે પિતાનાં વેણ પાળવા;
તપીશું તેમ સંતાનો, પિતૃભક્ત પુણ્યે થવા.

સાધ્યાં'તાં રાંકના રત્ને સંતશાં શ્રવણે વ્રતો;
સેવીશું બાળકો, સૌએ એવાં વ્રતોથી પાળકો.

**આચાર્યદેવો ભવ.**

સખા શ્રી કૃષ્ણ-શ્રીદામો ગુરુસેવ-તપે તપ્યા;
પૂજીશું શિષ્યવૃત્તિથી શુદ્ધાચાર્યઃ વિધિ યથા.

**સતીનું પતિવ્રત.**

તપ્યાં સાધ્વી સીતામૈયા સતીશોભન પતિવ્રતે;
વાંચ્છીશું એમ પત્નીઓ સુવર્ણ શી ભવે તપે.

**પતિનું પત્નીવ્રત.**

અને આદર્શ શા રામે એકપત્નીવ્રત ધર્યાં;
સ્વામીઓ સ્નેહ-સંસારે હજો એ ભાવના ભર્યા.

**ભ્રાતૃભક્તિ.**

આદર્યાં ઉગ્ર, યોગી શા બંધુનાં તપ લક્ષ્મણે;
બનીશું બન્ધુઓ તેવા ભ્રાતૃભક્ત-કૃતિ-મને.

**મૈત્રીવ્રત.**

ફીટાડયાં દારિદ્ર કૃષ્ણે મૈત્રીના જ તપોબળે—
શ્રીદામાનાંઃ સજીશું તે મૈત્રીધર્મઃ વિના ફળે.

**પાત્રતાનું તપ.**

તપશ્ચર્યા ધરી ધ્રૂવે દેવાંશી નૂર કારણે;
તપીશું તેમ સૃષ્ટિમાં, ઠરીશું ઋણ તર્પણે.

**વિદ્યાર્થી તપ.**

કર્ણ, બ્રહ્માસ્ત્રવિદ્યાર્થે વિંધાયો-પણ ના ચળ્યો;
વ્રતો તેવાં ઉજવીશું વિદ્યાર્થીજીવન તણાં.

**સત્ય તપ.**

તપશ્ચર્યા ધન્ય કીધી પ્રહ્‌લાદે સત્ય આગળે:
ધરીશું તેમ સંસારે સાચનાં વ્રત આપણે.

હરિશ્ચન્દ્રે સમર્પી સૌ, પાળ્યું સત્ય મહાતપે;
સત્યના યોગીઓ એવા ઇચ્છીશું પામવા જગે.

**બ્રહ્મચર્ય વ્રત.**

પ્રતિજ્ઞા પાળવા ભીષ્મે ધાર્યો વૈરાગ્ય સર્વદા;
મહત્તા એ પ્રતિજ્ઞાની ભૂલીશું ન ચળી-કદા.

**પુણ્યવ્રત.**

દયાનાં-પ્રેમનાં સત્યો પામ્યા બુદ્ધ તપી તપે;
વણીશું તે નસોમાં, જ્યાં સુધી આ જીવન ખપે.

**લક્ષ્યવ્રત.**

એકલવ્ય એકલક્ષ્યે શસ્ત્રે પારંગત થયો;
લક્ષ્યવેધી થવા તેવા સંયમે તપ સાધવાં.

**કુળવ્રત.**

વહાવી સુરગંગાને તાર્યું કુળ ભગીરથે;
વહાવી સ્નેહગંગાને તરીશું જીવન તપે.

**સેવાવ્રત.**

રન્તિદેવે, બળિરાયે દીધું સર્વસ્વ સેવથી;
સેવીશું દેહી જ્ઞાને કે પ્રાણે વા વિત્ત-દેહથી.

**સ્વાર્પણનાં વ્રત.**

દધીચિએ દીધાં કિંવા શીબીએ માંસ અસ્થિને;
સમર્પીશું સ્વાર્પણથી જન્મી, જાત સમસ્તને.

તપે વૃક્ષો, સરી, પુષ્પો, ચંદ્ર, સૂર્ય નિશાદિને;
ગ્રહી એ સર્વ દૃષ્ટાંતો જીવીશું તપ સાધિને.

કૃપાસાદિ તપે, કિંવા કુમ્ભ, હીમ કસોટિયે;
ગ્રહી એ સર્વ દૃષ્ટાંતો તપીશું આત્મજ્યોતિએ.

હતો આનન્દ ઋષિના જીવનનો તપમાં સદા;
મહાનન્દો મેળવી તે, ટાળીશું ભવ-આપદા.

**પ્રતિજ્ઞા.**

ઘણા યે સંત ને ભક્તો, પૂજ્યો ધન્ય કરે જીવ્યું;
વહી તે તે પદે-પન્થે વાંચ્છીશું એમ જીવવું:

સેવાનાં, સ્વતંત્રતાનાં, સ્નેહનાં સત્ય-સ્વાર્પણે;
*વર્ષની આ વર્ષગાંઠે ધરીશું વ્રત આપણે.

યથાશક્તિ બને જે જે ફુલ વા ફુલ પાંખડી;
ખપાવી શક્તિ-ભક્તિથી ઠારીશું ઈશ આંખડી.

ૐ

* સંવત્ ૧૯૭૫ ના વર્ષ નિમિત્તે રચાયલું.

# ગીત ગાવાની લગની.

"मानसरोवर हंसा झूलंता आवे जी" ए भजननो राग.

થાકયો ભરહરિયો ફૂલોળી, આવ્યો મંદિરે જીઃ
આવ્યો માયા–મોહના ઓળંગી જળઘાટ,
વાટયો વટાવી વસમી, લાગી લગની તુજ રસની,
મોહ્યો મંજીરે જીઃ—થાકયો.

મ્હાતો ગીત ગાવા મ્હાવા ! છેડી સતારે જીઃ
છેડું કસોં છોડું મીઠા તાલથી આલાપ,
અધૂરાં પણ ગીત ગાવાં, જાણું ના અવસર આવ્યો ?
ગૂંથું ચિત્ત તારે જી.—મ્હાતો.

વીતે વેળા મેળવતાં સુરમાં સૂરો જીઃ
ભાવમાં ભાવનાના ભળતા નથી પ્રાસ,
સંગીત ગાવાની ગરવી, કેવળ લાગી છે લગની,
સાધન અધૂરાં જી.—વીતે.

લહરી મૃદુ વહતી કિન્તુ, ગીત ના ઉઘડયાં જીઃ
ઉઘડયો ના કંઠ, ઝીલાતો ના બ્રહ્મનાદ,
છાયા પામ્યો ગીત લયની, અંતર આશા તન્મયની,
એકાકી ઉરમાં જી.—લહરી.

# પ્રભાતિયું.

પ્રભાત રાગ.



અરૂણ ઉદય થયો, નવીન ચેતન વહ્યાં, જીવન જીવન વિષે જ્યોતિ જાગી;
જાગ્ય જીવ આળસુ! જો લીલા વિશ્વની, સુસ્તતા, સેજ ને નિંદ ત્યાગી.

સ્નાન સન્ધ્યા, પ્રભુ-સૂર્ય પૂજા થતી, મંગલાર્તિ તણા ઘંટ વાગે;
દેવ-માનવ તણાં મન્દિરે મન્દિરે, વેદબંસી બજે બ્રહ્મનાદે.

તેજ મંગલ યદિ! અવતર્યાં અવનીમાં, ઉતર્યાં જેમ અન્ધાર નિશનાં;
વિશ્વકુલવાસમાં, પ્રફુલ્લ પુલડાં સમી, વાસ ફોરી રહી સર્વ દિશમાં.

ઘૂઘવે ઘોર ગંભીર રવથી મહાસિન્ધુ—આનંદનો હૃદય હૃદયે;
નિવૃત્તિ પરહરિ, પ્રવૃત્તિ આદરી, ન્હાય સૌ પામવા લક્ષ્ય વિજયે.

નીતિ નિયમે વહે પ્રકૃતિ શાંતિથી, અસ્ત પર્યંત છે મસ્ત યોગે;
કર્મયોગી થવું શીખવે સૃષ્ટિને, સ્નેહ, સેવા તથા સ્વાત્મભોગે.

શીખ એ નીરખી પાઠ પરમાત્મના, જીવનના આજ ઉજ્વલ પ્રભાતે;
જાગ્ય જીવ! જ્યોતિથી આત્મ લે ઓળખી, દીધ ઉપકારભર અમર તાતે.



# પ્રભાત ગીત.

શંકરાભરણનો ઢાળ.



વિશ્વપાલક પ્રભુ ! સૃષ્ટિપર સૂર્યના—
ઉદયથી હૃદય ઉત્કર્ષ પામે:
રસિક ઓજસ ઢળે, તિમિર સઘળાં ટળે,
પ્રફુલ્લતા મન મળે, વ્યાધિ વામે:

પિતા ! આશ-ઉલ્લાસનાં જૂથ જામે:
થાય સેવા-પૂજા સૂર્ય સામે:
પિતા ! નાદ મંગલ ઉરેઉર જામે.

ધરણી ઉજ્વલ-નવલ સૂર્યસૌન્દર્યથી,
આત્મ ભાવોજ્વલે ચઢતી ભરતી !
વિમલ ચેતન નવાં પામતાં પ્રાણી સૌ,
સ્નેહના સિન્ધુમાં સૃષ્ટિ તરતી !

પિતા ! સૃષ્ટિ સર્વત્ર કલ્લોલ કરતી !
અકલ લીલા વિષે મુગ્ધ બનતી:
પિતા ! સૃષ્ટિ સર્વત્ર કલ્લોલ કરતી !



# લીલા.

દ્રુતવિલંબિત છંદ.



પતિતપાવન સુન્દર શ્રીપતિ,
ત્રિભુવને તમ હાકલ ગર્જતી !
અખિલ વિશ્વ વિષે, ત્રણલોકમાં,
ઋષિ, મુનિ સુર સર્વ વદે 'ખમા.'

અકળ આપ લીલા અદ્ભુતમાં,
સંત, મહંત બને મનુ મુગ્ધ તો !
રચી રૂડી રચના અમ કારણે,
વિવિધ વસ્તુ વિષે ન મણા મળે.

ભર પ્રભા, પ્રભુતા પ્રભુ ! આપની,
સ્મરણ માત્રથી આત્મ પડે ઢળી;
ગહનતા નિધિ શી ઉંડી ને મહા,
નજર ના ખૂંપતી-ઝુકતી જરા !

નદ, નદી, જલધિ, સર, પર્વતો,
તરૂ, લીલોતરી ક્ષેત્રજ-ઔષધો;
રવિ, શશિ, નભ, તારક ને ગ્રહો,
નિયમ પૂર્વક ધર્મ ધરી રહ્યાં !

ભુવન, મન્દિર ને મણિ—મંડપો,
ગગનચુમ્બિત મ્હેલ, કુટિ, ગૃહો;

સકળ આપ-બળેજ ટકી રહ્યાં;
નૂર ઘટેઘટમાં તમ છે વહ્યાં !
પરમ આપની વિભૂતિથી નર્યાં—
વન, લઘુવન ફૂલ ફળે ભર્યાં;
શુક, મધુકર બૂલ્બુલ, કોકિલા,
મધુર કંઠથી ગાય પ્રભુ-લીલા !
ઘનધનુ, વિજ, ગર્જન મેઘનાં,
ઋતુકલા, ધૂમકેતુ—નિદર્શનો;
હરિણ, સારસ, હંસ, મયૂર ને—
અમરવાહન: સૌ પ્રિય ઉર ને !
સુરભિ, ચન્દની, તેજ, ઉષા—કલા,
ક્ષિતિજ, ખીલતી સાન્ધ્ય તણી લીલા;
કુદરતે, સહુ સુન્દરતા વિષે,
પ્રતિસ્થળે તમ ઝાંખી થતી દીસે !
નમન નાથ ! અમાપ પ્રતાપને,
નમન નાથ ! નિરંતર આપને;
નમન આપ તણા શુચિ નામને,
નમન શાશ્વત ગુણનિધાનને.
સકળ સાગરની જળ—શાહી, ને—
કલમ સર્વ તરૂની બનાવીને
ભૂતળપત્ર, લખે યદિ શારદા,
ગુણ તથાપિ લખાય નહિ બધા.

# "એવું બળ દેશો હરિ!"

"તમે રીઝો ચાંદરણેરે હું તો રીઝું ચંદ્ર ભળે" કવિ દયારામની એ ગરબીનો રાગ.



તેજ—છાયા શી જોડલીરે, જગત્માં સુખદુઃખની;
અસ્થિર, હૈડાંની ઢોડલીરે, મનોમન છે સરજી:
શિશુ રાંકની આટલીરે, ધરો કરણે અરજી,—
જીરવું સુખ દુઃખ છાંયડીરે, મનોબળ દ્યો હરજી !

પ્રભુ ! પ્રેમ તમારો રે, અમીમય પારસ શો;
નિજ અંતર આળાં રે, બને શુદ્ધ આરસશાં:
એવા પ્રેમને અરથે રે, કરૂં પ્રતિપળ પળશી—
શિશુ સેવા સમરપેરે એવું બળ દ્યો હરજી !

ઘટ ઘટમાં પ્રકટતા રે—ઘણું કરી દીન—હીનમાં;
નાથ ! તેજ ચમકતાંરે, અભેદ્ય જ આકીનમાં;
તેજમૂર્તિ તમારીરે, નિરખવાને નયણાં ભરી—
દીન દુઃખીઆંને પોપુંરે, એવું બળ દેશો હરિ !

ભર્યો ગૌરવ--ગુણથી રે, પ્રભુતાથી પૂર્ણ દીસો;
તમ નિર્મળ પુણ્યથી રે, ત્રિભુવન ખંડ વસ્યાં:
એવાં પુણ્ય પમરવારે, ઝીલો આટલી અરજી—
જીવન તમને અરપવારે, મહાબળ દ્યો હરજી !

# પ્રભુ! આટલા પુરતુંઃ—

વસંતતિલકા વૃત્ત.



ટાળો મમત્વ સઘળું મુજ અન્તરેથી,
આદર્શ રૂપ નિરખી શકું આત્મ જેથીઃ
છો સૂક્ષ્મ આટલી મમત્વની લ્હેર વ્હેતીઃ-
સર્વસ્વ મારૂં તમને અરપાય જેથી!

તૃષ્ણા બધી સૂકવી દ્યો મુજ અન્તરેથી,
શાંતિ અનુભવી શકાય પવિત્ર જેથીઃ
તૃષ્ણા તથાપિ પ્રભુ! આટલી છો રહેતી,-
સૌ વસ્તુમાં તમતણી કરૂં ઝાંખી જેથી!

જો હોય ગર્વ, હણશો મુજ અંતરેથી,
નીતિ-નિદર્શન કરે મુજ નેત્ર જેથીઃ
છો કિન્તુ ગર્વગતિ આટલી તો વહેતી—
છુપાવી ના શકું પ્રભુ! તમને હું જેથી!

દ્યો બંધ તોડી સઘળા મુજ અંતરેથી,
વિહાર પંખી સમ વિશ્વ શું થાય જેથીઃ
કિન્તુ પ્રબંધ કડી આટલી છો રહેતી—
*ઈચ્છા તમારી, કરી શકું સહુ મારી જેથી!

* ગીતાંજલિમાંથી અનુવાદ.

## વાંચ્છના.

वसंततिलका वृत्त.



બ્રહ્માન્ડ, બ્રહ્મ! તુજ તેજ વડે ભરેલું,
એ તેજના જ તણખે ભર વિશ્વ ખેલું;
બ્રહ્માન્ડ માત્ર વણુ સ્થંભ ટકેલ સત્યે,
તે સત્યથી જ જિંદગી જીવતો હું જગ્તે.

બ્રહ્માન્ડ—બ્રહ્મ વચમાં પૂલ નીતિ કેરો,
તે પન્થથી જ પરખું, તુજ દર્શ ઘેરાં;
સૌને સુદર્શન સમાન સ્વધર્મ દીધો,
રક્ષાય તેથી મનુ—બાલ, મહન્ત, સિદ્ધો.

દીધાં હવા, જળ, પ્રકાશ, ભૂમિ, નભાદિ,
સૌન્દર્ય, કુદરત, સ્નેહ, સુકી અનાદિ;
આવા અનન્ત ઉપકાર મનુ હિતાર્થે,
ભૂલાય તાત! તદપિઃ ભજું સ્થૂલ સ્વાર્થે!!

છું તુજ તેજ તણખો, પણ શુદ્ધ ના હું,
અન્ધાર—આવરણ તેજ પરે છવાયું;
વાયુ વહાવી અથવા પ્રભુ! નિજ શ્વાસે,
फीटावी आवरण जन्म भरो प्रकाशे.

છું તુજ સત્ય પડઘો, પણ શુદ્ધ ના હું,
આડંબરે વિમલ સત્ય દિસે છવાયું;
દંડે દબાવી, અથવા પ્રભુ! રાંક પ્રત્યે—
દૃષ્ટિ દયાની કરી જન્મ ભરો જ સત્યે.

છું તુજ નીતિ પથનો, પણ શુદ્ધ ના હું,
તે પૂલ મધ્ય ભવ-ધૂમસ છે છવાયું;
ઉષા ખીલાવી, અથવા ઘટતી રીતિથી,
ધૂમસ્ હઠાવી અવતાર ભરો નીતિથી.

છું તુજ ધર્મ ધરતો, પણ શુદ્ધ ના હું,
ધર્માન્ધી આવરણ તે પર છે છવાયું;
વિવેકશક્તિ ખીલવી, અથવા સુકર્મે,
ઉઘાડી ચક્ષુ હૃદય, જન્મ ભરો સ્વધર્મે.

દીધાં હવા, જળ, પ્રકાશ, ભૂમિ, નભાદિ,
સૌન્દર્ય, કુદરત, સ્નેહ સુધી અનાદિ;
એમાં નિરંતર કરાય તમારી ઝાંખી,
એવું પ્રભુ! જીવન ચાહું અખંડ યાચી.

આપો, દયાળુ! દીનવત્સલ છો પિતાજી!
રાખો, અમારૂં હિત, ફલિત બનાવી રાજી;
જે હોય ભુંડું, ચહીએ તદપિ ન દેશો,
જે હોય રૂડું, વણ માગ્યું જ દ્યો હમેશાં.

# "સત્કારો સ્વામી."

અંજની ગીત.



કરૂણાના સાગર છો સ્વામી !
યાચક ઊભો પ્રાણ પ્રણામી—
ભીક્ષા કારણ, અંતર્યામી, સત્કારો સ્વામી !
જીવનની બે વાતો બોલું,
જીવે જે ભવ—જીવતર ભોળું;
અંતરનો ઉંડો પટ ખોલું, સત્કારો સ્વામી !
તપી તપી સંસારી—તાપે,
હૈડું શુષ્ક બની, સંતાપે;
કરૂણાવૃષ્ટિથી તવ અંતર—ભીંજવવું આપે.
કટુ—કારમો વાયુ વાતાં,
જીવનમાં કટુતા સિંચાતાં,
ગહનગીતભર વીણા વાતાં—માધુર્યો આપો.
કોલાહલના પ્રચંડ પડઘે,
થવાય બુઠ્ઠા સૃષ્ટિચરખે,
તેડી તવ એકાન્ત-નિરવ સ્થળ—દ્યો શાંતિ પડખે.
દશેદિશ વાદળ ચઢી આવે,
ભાન મને મારૂં ભૂલાવે;
અન્ધકારથી, પ્રકાશ પન્થે, દોરી જશો ત્યારે.

# "પ્રભુ ! મને લગની તમારી લગાડો."

"नाथ कैसे गजको बंध छोडायो" ए राग.



પ્રભુ ! મને લગની તમારી લગાડોઃ
દૈવી આત્મની જ્યોતિ જગાડોઃ
—પ્રભુ !

વૃન્દાવને જેમ પ્રેમસુધાભરી મધુરી બંસી બજાવી–
કાલિન્દી કાંઠડે ગોવાળ ધેનુની સુરતા સૂરમાં ઘટાવીઃ
રામબાણ એવાંજ મને વગાડોઃ
—પ્રભુ !

વાવાઝોડાં વહે, તૂટે શઢ, સિન્ધુનાં પાણી ચઢે તોફાને,
નૌકા ચે ડોલેઃ કિન્તુ ધ્રૂવ માછલી તાકી રહે ધ્રવ સામેઃ
ચોટ ને ચાનક એવાં લગાડોઃ
—પ્રભુ !

નટ ધરે પદ દોરી પરે, વણુ આધાર ઝલતો દીસે,
તન્મય કેવળ દૃષ્ટિ–ચિત્તે હોય એકજ વસ્તુ વિષેઃ
રસાસ્વાદ એવોજ મને ચખાડોઃ
—પ્રભુ !

વાચન, મનન, ધ્યાન, ગતિ, જડ, ચેતનને ઘટ–ઘટમાં,
દર્શ કરી શકું તાત ! તમારાં તાલાવેલી તમ લતમાંઃ
એવો રંગ તમારા પટનો લગાડોઃ
—પ્રભુ !

# મંગલાષ્ટક.

શિખરિણીઃ—



દયાનિધિ સ્વામી, ગુરૂ પરમ, બ્રહ્માન્ડભરના,
નમું શાંતિદાતા, જીવનપતિ ત્રિભુવન તણા;
પિતા, માતા, ભ્રાતા, સુહૃદ-પ્રિય, કલ્યાણક પ્રભુ!
અમીછાતા, ત્રાતા, ગહન સહુ લીલા તુજ વિભુ!

અમારી ભૂલ્યોને શિશુ સમજીને તું નિભવતો,
અમારા દોષોથી ગરીબ ગણી ગુસ્સે નવ થતો;
અમારા ભાવોને સમજી વણ માગ્યાં ફળ ધરે,
અમારાથી છાનાં અમિત હિતથી જીવન ભરે.

અમારી આશાના સબળ, શુદ્ધ આધાર ભવમાં,
દુઃખો ને પાપોથી સતત અમને તું હઠવતો;
અમે માયા-મોહે મલિન બની મ્હોતાં ચલિતને,
ભલ્યા તારી સ્મૃતિ ભૂલથી વળિયા વિકટ પથે.

અજાણી ભૂમિમાં નથી ઉપડતાં નાથ! પગલાં,
ઉંડાં અંધારાંથી દશદિશ ભરી શુષ્કરણમાં;
પ્હણે આઘે ઉંચું વિમલ નભ, ઝાંખું-જલદથી,
રૂપેરી દોરી ત્યાં કંઈક દિલ આશા જગવતી!

પ્રભો ! ઓથે તારી જીવન અમ એ રીત ટકતું,
ગુહા, ગ્રહી, ખ્હોમાં કિરણ પણ તારૂં ઉતરતું;
કૃપાસિન્ધુ ! એવી ઉર પ્રકટતી આશ ઉજળી,
કદી જાશે ડુબી, તિમિર ભર્યો આ ઘોર "રજની."

ટક્યાં સંસારીનાં જીવન તુજ શ્રદ્ધા પર પ્રભુ !
અજાણ્યું તું થી શું ? પરિચિત પ્રતિ કૂહેવું શું વધુ !
પ્રભુતાથી જોતા અવિચળ મહેરામણ સમા,
દયાના પ્રીતિના શોખવ તુજ પાઠો દઈ ક્ષમા.

અને આ પન્થેથી પુનિત પુણ્ય પન્થે તું લઇ જા,
પ્રભો ! તારા દાનાદીલથી સત્યનાં દાન દઇ જા;
નડે ધર્મોમાં તે [1]તમ હઠવતાં તેજ પઇ જા,
અને નિજાત્મામાં અહરનિશ તું એક થઇ જા.

પ્રભો ! સાક્ષી થા તું, નિયમ, નીતિ ને ધર્મ કરમે,
તમારા પન્થોથી અપરિચિત મુસાફર અમે;
પિતા ! તું મોટો, તો અખિલ તુજ અંકે શિશુ રમે:
અને ભીક્ષામાં દે પરમપદ—આનંદ અમને.*



* કવિ ન્હાનાલાલના "સ્તુતિનું અષ્ટક"નું અનુકરણ—
૧ અન્ધકાર

# " અવિનાશી ! સદા તમ પ્રેમ વહો."

તોટક છંદ:—



પ્રતિ શ્વાસ તથા સ્વ વિકાસ વિષે—
તમ સત્ય—સુવાસિત રે'મ રહો:

સુર ભાસ તથા સ્વ પ્રકાશ વિષે—
લવ ખાસ કદાપિ વહેમ ન હો:

ભય, ત્રાસ તથા નીતિ નાશ સમે—
તવ ભૂતદયા ભર—ક્ષેમ વહો:

અભિલાષ તથા કુલવાસ વિષે—
અવિનાશિ ! સદા તમ પ્રેમ વહો:



# " રખવાળ તમે જ, રીઝો વ ખીઝોઃ "

તોટક છંદઃ—



ગીતગાન વિષે, ચિત્તધ્યાન વિષે;
નિત્ય સ્થાન હજો ભગવાન તણુંઃ
વચને, કરમે, [1]મનને, ધરમે;
તમને જ નમે નિજ પ્રાણ; પ્રભુ !
પગલે પગલે, ધર્પીએ સઘળે;
તમ તેજ બળેઃ ઘનશ્યામ અહો !
સુખ સંકટમાં, પથ—વિકટમાં;
ઘટમાં ઘટમાં અમીદાન વહો.
ધરણી—ધનમાં, ફુલ—ફળ અન્નમાં;
જીવ—જીવનમાં રસપાન સિંચોઃ
કીરતાર ! બધા તમ બાળ અમે;
રખવાળ તમે જઃ રિઝો વ ખીઝો.



૧ મનન કરવામાં.

# " તમારા અનન્ત છે ઉપકાર. "

ધનાશ્રી.



અનન્ત છે ઉપકાર, તમારા અનન્ત છે ઉપકાર;
ઝગે પા'ડ નભતારક સરખા ગણનાનો નહિ પાર.
—તમારા.

વિશાળ તૃષ્ણાની તૃપ્તિથી વંચિત કરી, કીરતાર !
રક્ષો પ્રતિક્ષણ, ભૂલાય કયમ એ સંચિત તમ આભાર ?
—તમારા.

સંકટના કંટક ચહું મોહી, કરી તેનો તુચ્છકાર;
બક્ષો બક્ષીસો વણ માગી જેમાં નિજ કલ્યાણ !
—તમારા.

શિથિલ બનું, ઘડી જાગું-ઘોરૂં: શોધું કેન્દ્ર કિનાર;
અઢળક બળ તવ અણુચિંત્વ્યાં અર્પો છો સરજનહાર !
—તમારાં.

ભોગબળે તપયોગભ્રષ્ટ બની સહું કષ્ટનો ભાર;
પૂજાપાત્ર બનવો છો પણ તે પન્થે સાંધી તાર—
કરાવો અંતે સાક્ષાત્કાર !
તમારા અનન્ત છે ઉપકાર.

# " વન્દન તને શતવાર. "

"ब्रह्मान्ड ब्रह्मे पाथर्युं" ए राग.



બ્રહ્માન્ડમાં વ્યાપક બધે પ્રભુ ! વાયુ પેઠે વાયઃ
પડઘો ઉરે અથડાય !
વૈરાટ-મ્હેરામણ મહા, ના સૃષ્ટિમાં ય સમાયઃ
મુજ દૃષ્ટિમાં પણ માય !
વિભુ ! વ્યોમ-માંડવડા સમી છાંયા શીતળ ધરનારઃ
સંતાપ સૌ હરનાર !
શાં પાથર્યાં સંસાર—નોખાં ઔષધીભર વન.
ઓ જીવના જીવન !
સૌન્દર્ય—વિભૂષિત વેર્યો તેજનો અમ્બારઃ
અજવાળવા સંસાર !
તુજ વ્હેણ પ્રેમ-દયા તણાં બ્હોળાં અહીં ફેલાય-
રસ શાં બધે રેલાય !
એ વ્હેણ કેશ પાન-સ્નાને ભૂલવી ભવ-તોર,
તુજ પન્થ પ્રત્યે દોર.
પ્રભુતા ભરી પ્રભુ ! દોરવે લીલા અકળ, તુજદ્વારઃ
વન્દન તને શતવાર !

બ્રહ્માન્ડઃ—

# એ નાદ.

ઢાળની લાવણી:—

"ઘટઘટ પ્રતિ વ્યાપક પ્રભુ"
એ નાદ તારો સાંભળું;
"દૂરથી વસો ઉરમાં," મધુ-
એ નાદ ન્યારો સાંભળું;
ઉંચાં ઉંડાં ગગને ગહન, એ નાદ ઉંડો સાંભળું;
આ ભૂતળ દળ પર પણ ભીષણ, એ નાદ ભેદી સાંભળું;
પૃથ્વીતણા પડ ભીતર પણ, એ નાદ પાવન સાંભળું;
વસ્તી ભર્યાં નગરો વિષે, એ નાદ સુન્દર સાંભળું.
સૌન્દર્ય ભર વનવન વિષે એ નાદ દૈવી સાંભળું;
મધુ કોકિલાના ગીતમાં એ નાદ મીઠો સાંભળું;
ગર્જન કરંતા સિંહમાં એ નાદ પ્હાડી સાંભળું;
શુચિ શાન્ત સંગીત રાગમાં એ નાદ નૂતન સાંભળું;
ને તોપના ય અવાજમાં એ નાદ એકજ સાંભળું;
પ્રિય તાત! મારા હૃદયમાં એ નાદ ગંભીર સાંભળું;
સઘળાં હૃદયમાં અભય શો એ નાદ તારો સાંભળું;
સમ્ભળાય સૂરમાં આટલું:-"એકજ પિતા બ્રહ્માન્ડનો;
"ને ચાહું એક બધાય મુજ" "જીવાત્મને નવ-ખંડમાં"
ચાહું તને હો નાથ! છે-સઘળાં સમાયાં તુજ વિષે.
ઘટઘટ પ્રતિ વ્યાપક પ્રભુ! અણું યે અણુંમાં તું દીસે!

# સચરે અચરે રામ.

તોટક છંદ.



હૃદયે વિલસે, દ્વય નેત્ર વિષે,
મુજ આત્મની જ્યોતિ પ્રભુ ! તું દિસે;
ઉરનો ધબકાર તું અંગ વિષે,
વચને, મનને, વળી સૂક્ષ્મ નસે;
સહુમાં તું વસે:
શુદ્ધ એક રસે:
તમ તેજ બધે ય અભેદ તપે,
પ્રભુ ! ત્હોય તને મૂઢ ના નિરખે;
સહુ તુજ લીલા, સહુ તુજ પ્રભા,
પિતુ એક ! કુટુમ્બી-કુટુમ્બ બધાં;
યદિ આમ છતાં
ભિન્ન ભાંડુ થતાં !
સઘળે વસતો તુજને ભૂલતાં !
ભૂલી, સૃષ્ટિ નવી જ રચી ડૂલતાં !
ડૂલતાં—ડૂબતાંની તું વ્હાર કરે !
ઉપકાર અનન્ત ન એ વિસરે.

# "દુર્લભ માનવ દેહ પામી દીલ ન કીધાં દેવીરે."

"मानस–सरमां उछरेली तुं दिवस केम अहीं कहाडे"
स्व. गोवर्धनराम रचित ए गरबीनी छाया.



દુર્લભ માનવ દેહ પામી દિલ ન કીધાં દેવી રે;
કેવળ ખળ–પાખંડી કામીઃ ધન્ય થયો ના જીવી રે.
જીવનજળ સૂકાય સ્વામી! મીન તરફડે આરે રે;
પાણી પાણી પોકારે પ્રાણી આયુષ્યના અંતકાળે રે!
તરફડીઆં તે પામરજીવનાં વ્યર્થ જતાં ના જાણું રે;
સરજનહારે ઝીલ્યાં જીવનનાં પ્રત્યેક અણું–પરમાણું રે!
ઘટ ઘટના અંતરપટ–ચિત્તે અંતરયામિ! વિરાજો રે;
પતિત પાવન સ્વરૂપે નિત્યે નાથ! સહાય નિવાજો રે!
વસી રહ્યા બીજ–બીજમાં, એ બીજમાંથી અંકુરે રે;
અંકુરમાંથી પત્ર–પત્રે, પત્રેથી કળી નૂરે રેઃ
કળીમાંથી કુસુમ કુસુમે, કુસુમરસ–સુગન્ધે રે;
ફળ–ફળનું પોષણ કરો છો સકળ સ્થિતિ મધ્યે રે.
થાકી તપીને શય્યા શયને, માન્યું'તું મેં તરંગે રે;
"કુદરત કૃતિ અચકાતી હોશે રજનીને પ્રસંગે રે."
જાગીને પણ જોયું પ્રભાતે, ફુલ ફુલની વનવાડી રે—
સુકોમળ, સુન્દર, મધુ, રસદા ખીલી રહી કુંજ ઘાડી રે!!
સતત આ તુજ અકળ રચના, અર્પે શ્રદ્ધા સાચી રે;
ચરણ–શરણ ચાહું એક ચિત્તે અંતિમકાળે યાચી રે.

## " ધન્ય ઘડી તે અપો ફરી આ જન્મમાં."

गरबीनो राग.



એક સમે ભટકું ભીક્ષાર્થે ગામમાં:
　સામે દીઠો સુવર્ણરથ તુજ આવતો;
કલ્પ્યું મેં "કો હશે શ્રીમંત મહાન જો!
　દારિદ્ર ટળશે": સમજી શાંતિ પામતો.
ઉછળતી આશાની ઉર્મિ અનંત જો!
　કોરાણે ઊભો દીન ભીક્ષા કારણે:
થોભ્યો રથ ત્યાં: ઉતર્યો આપ મહંત જો!
　ધાર્યું કે ધન્યભાગ્ય ઢળ્યાં મુજ બારણે!
જોયું તેં મુજ સામું અનિમિષ નેન જો!
　લંબાવ્યો કર જમણો હળવે, હેતથી:
યાચક થઇને નાખ્યું મુજ શું વેણજો!
　ટીખળ માન્યું: અજ્ઞ રહ્યો સંકેતથી,
" ભીક્ષુ કને ભીક્ષા ચહે શ્રીમાન જો!"
　દીધો—તો પણ કણ ઝોળીમાંથી તને:
ગયો ગૃહે ને ઠાલવ્યું ભીક્ષાપાત્ર જો:
　रजकण रत्न तणी चळकी महीं ते समे!

એ મુલખ તક તે, શિશુ, પ્રભુ! ન શક્યો કળી !
હૃદય હવે ગુંજારવ કરે અનન્ય જો:—
"બધાય કણની ભેટ હતી ધરવી મળી: "
ધન્ય ઘડી તે અર્પો ફરી આ જન્મમાં:
જીવનના અંતિમ ઉજ્જવલ અભિલાષ એ.*

## અંતિમ અભિલાષ.

खंड शिखरिणी:—



તમે ને હું—બન્ને,
મળી અન્યોઅન્યે,
યથા નિર્મિત દિને, અનહદ નિધિની પ્રતિ—તીરે.
વહાવી નૌકાને, સફર કરશું શાન્ત સમીરે:
કળે ના કો, ક્યાંથી-
ગયા ક્યાં, ને શાથી?
હતા વા યાત્રાર્થી ? જગત કદિ જાણે નવ કશું;
વહી એવી રીતે, અસીમ જલધિમાં ભળી જશું.

*ગીતાંજલીના એક ગીતનો અનુવાદ.

તરંગો સ્વચ્છન્દે,
મધુરા આનન્દે
સલીલે કલ્લોલે, જલધિ મહિં અંતે ભળી જતા;
ભળી શું તે રીતે ઉભયઃ ગરજે જ્યાં ગહનતા.
તથાપિ તે ક્યારે?
તપું છું કિનારેઃ
નથી શું અત્યારે સમય હજુ પાક્યો? હરિ હરિ!
નિધિ—કાંઠે ઘેરી હિસતી અહ! સંધ્યા પણ પડી!
નિશાના અન્ધારે,
તમે જાણો, "ક્યારેઃ"
જશે તૂટી જ્યારે તિમિર પડદા-સર્વ વિંધીને
થશું તન્મય ત્યારે, તરી ગહન-વિસ્તૃત નિધિને.*

## તે રાત અન્ધારી હતી.

ખંડીત હરિગીતઃ—



તે રાત અન્ધારી હતીઃ
આટોપી સઘળી પ્રવૃત્તિઃ

* ગીતાંજલિમાંથી એક ગીતનો અનુવાદ.

અનિવાર્ય સૌ-
દિન કાર્યથી-
પરવારી, લીધી નિવૃત્તિઃ
ને કહ્યું—"કંઇ કામ જ નથી !"
હ્‌હેતી નિશા ઘનઘોર અન્ધારાં ભરી,
જંપ્યું જગત્ નિજ દ્વાર સૌ વાસી-કરી;
મીઠો છતાં ઉંડો શ્રવણુ પડઘો પડયો તવ દૂરથીઃ—
"સાવધ ! થશે પધરામણી હમણાં પ્રતાપી નૂરની."
ઉચર્યો અમે, "જુઠું નકી."
પણ દ્વાર ક્ષણુ ખખડી રહ્યાં !
કહ્યું, "હશે વાયુ વહ્યો:"
દીપ જ્ઞૂજવા—
પછી બૂઝવ્યા;
શયનાર્થ શય્યામાં પડયા:
ને શબ્દ શ્રવણે આથડયાઃ—
"આ દૂત આવે, નીરખો નયણાં ભરી,"
કૂહાડયું હસી, ભણકાર તે કહ્યો ફરી;
મધ્યરાત્રિ આમ વિતી ગઈ, ગેબી અવાજ પુનઃ થયો;
અધૂરી-મધૂરી નિંદમાં કહ્યું જ "ઘન ગરજી રહ્યો !"
અનુમાન પણુ ખોટાં પડયાં !
ભૂકંપ અણુચિંન્ત્યો થયો,
દિશાદિ સૌ ડોલી રહ્યાં;

લાંબી—મીઠી,
નિદ્રા　તૂટી,
કો બોલ્યું-"રથ આવ્યો અહીં,"
એ સત્ય પણ સમજ્યા નહિ!
ડંકો થયો પછી દેવના દરબાર શો:
પડદો ખસ્યો પામર-નિશા અન્ધારનો;
ગરજી ગહનતા ગૌરવે-"જાગૃત બનો જીવ ઘોરતા!"
"રથદિવ્યપર*મહારાજની ફરકી રહી નીરખો ધ્વજા!"
એ સુણી, સ્વસ્થ થતાં ધ્રૂજ્યા!
સુશુપ્તિ તજી સૌ સજ્જ થયા:
સામગ્રી કંઇ શોધી રહ્યા:
દીપકો નથી!
પુષ્પો નથી!
ધૂપાદિ નથી! આસન નથી!
પધરાવું પ્રભુ, શી ભેટથી?
સંજ્ઞા મળી તવ ઉરના ઉંડાણથી—
"પધરાવ્ય પ્રભુને ભાવભર શુદ્ધ પ્રાણથી:"
નિજ શૂન્ય મન્દિરીએ પધારે આત્મના પરમાત્મ હો!
ખુલતાં સદાને માટ ચક્ષુ, સૂક્ષ્મદ્વારો આત્મનાં!
નૂર આથમ્યાં ભવ તાપનાં.*

---

* ગીતાંજલિના એક ગીતનો અનુવાદ.

**ટીપઃ—**

પુષ્ટિસમ્પ્રદાયની સૃષ્ટિમાં "દીનતા" શબ્દનો, જે અર્થ-ભાવમાં ઉપયોગ થાય છે તે ધોરણે અત્ર ઉપયોગ કર્યો છેઃ આ પ્રકારના પદમાં પ્રાયઃ પામરતા અને યાચનાવૃત્તિનું પ્રાધાન્ય હોય છે.

# "પ્રભુ જ્યોતિ વણ અન્ધારાં."

" श्री वल्लभ, विठ्ठल-श्रीजी शामळिया व्हाला ! "
कवि दयारामना ए पदनो राग.



મંડપ સૌન્દર્યે શોભાવ્યો, સુન્દરવર સ્વામી !
ચંદન, કેશર-ગંગા છંટાવ્યાં, અંતર્યામી રે;
વેદનાં સૂત્ર કોતરાવ્યાં, સુન્દરવર સ્વામી !
સ્વરૂપો સંતનાં લટકાવ્યાં, અંતર્યામી રે;
આસનો વિવિધ બીછાવ્યાં, સુન્દરવર સ્વામી !
પુષ્પો મધુર પથરાવ્યાં, અંતર્યામી રે;
રંગોળ પાટે પૂરાવ્યાં, સુન્દરવર સ્વામી !
ધૂપથી સ્થાન ફેરાવ્યાં, અંતર્યામી રે;
સામગ્રી-નૈવેદ્ય વસાવ્યાં, સુન્દરવર સ્વામી !
પૂજનનો ઠાઠ જમાવ્યો, અંતરયામી રે;
સાજનને ય તેડાવ્યાં, સુન્દરવર સ્વામી !
ડંકો નિશાન વજડાવ્યાં; અંતરયામી રેઃ
પ્રકટી નથી દીપજ્યોતિ, સુન્દરવર સ્વામી;
ઉણપ આપની મોટી, અંતર્યામી રે;
વાટડી આપની જોતા, સુન્દરવર સ્વામી !
પધારો પગલે પનોતા, અંતર્યામી રે;
સૂનો મંડપ, સૂનો માળો, સુન્દરવર સ્વામી !
પ્રભુજ્યોતિ વણ અન્ધારાં, અંતર્યામી રે.

## " સત્કારશો સ્તુતિ પ્રભુ ? ચિત્ત છે અધીરૂં."

वसंततिलकावृत्त:—



આવે પ્રભો ! શરમ ધર્મહીણો થવાથી,
કંગાલ હું પરમ કર્મ શકયો ન સાધી;
ગાળ્યું વૃથા જીવન, છેક રહ્યો જ ભીરૂ,
सत्कारशो स्तुति प्रभु ? चित्त छे अधीरुं.
છે બન્ધનો વિકટ, ત્રાસ અસહ્ય જ્યાં ત્યાં,
હૈડું દ્રવે તદપિ બન્ધન તોડતાં તો ! !
એવો પરાધીન છતાં ચહું મુક્તિને હું !
सत्कारशो स्तुति प्रभु ? चित्त छे अधीरुं.
ભંડાર છે અખૂટ મુક્તિ તણો ભરેલો,
છો તાતઃ જાણું, તદપિ બનું મોહઘેલો !
ને વ્યર્થ આવરણનો પડદો ન ચીરૂં !
सत्कारशो स्तुति प्रभु ? चित्त छे अधीरुं.
જે પ્રેતવસ્ત્ર પરિધાન થતાં શરીરે,
તે માટી ને મરણના જ વણેલ હીરે;
તેને મથું ભૂલી જવા, પણ ચિત્ત રીઢું ! !
सत्कारशो स्तुति प्रभु ? चित्त छे अधीरुं.
ઋણો તપે, જીવન નિષ્ફળતા ય ભારે !
કલ્યાણ કિન્તુ ફળવા તપું તાત—દ્વારેઃ
મૂંઝે તથાપિ મન, પૂજન-ભક્તિ હીણું !
सत्कारशो स्तुति प्रभु ? चित्त छे अधीरुं.



# " દર્શન તરશ્યાં લોચનને દો ઝાંખી રે. "

"वनवगडामां भूली पडी, त्यां अमृत प्यालो पीधोरे" ए राग.



સુરસદનથી સુરગંગાજી દેવોએ સરકાવ્યાંરે;
અમરપુરીથી પુણ્યની ઉણુપે દેહ—મનુ સરજાવ્યો—
ભૂતળપર સ્વામી !
જીવ અજાણ્યો, ઓથ વિહોણો, આવ્યો બાંધી મૂઠીરે;
આંખ ઉઘાડી, જોયું જગત ને પીધી કર્મગળથુંથી,
હો અંતરયામી !
દીધાં ગગન, જળ, તેજ ને પૃથિવિ, હવા, પોષણ કાજેરે;
દીધાં ધર્મનાં દાન દયાથી, કીધું બધું જે છાજે,
ભૂતળપર સ્વામી !
દૂર દૂરના મિત્રો દીધા, ઉરથી જેહ અજાણ્યારે;
ભુવન દીધાં, માલિકી તારી, અતિથિની ધર્મશાળા,
હો અંતરયામી !
' મ્હારાં ' ગણી મોહ્યો માયાથી, તજતાં તે પીડ પામુંરે;
ભૂલ્યો પુણ્ય—પરમારથ, તુજને; ઝેર મમત્વનું જામ્યું—
જીવનપર સ્વા[illegible]
અમૃત ભરશો દર્શન તરશ્યાં લોચનને દો ઝાંખીરે;
ફૂટી મમત, તો—તન્મય જીવને સૃષ્ટિ કળાય અનોખી;
હો અંતરયામી !

# "તુંજ એક તારનાર."

ભૈરવી રાગ.

શરણુ સાચું તારૂં નાથ! (૨)
તુંજ એક તારનાર!
—શરણુ.

નાવ ડોલ્યું સિન્ધુમાં તોફાનથી સમીરના;
દૂર દૂર તીરઃ નાવ તું જ ત્યાં ઉતારનાર;
—શરણુ.

નીર ને સમીર, મચ્છથી દિશા પુરાઇ સ્વચ્છ;
જલદથી છવાય અર્ક, શો અપાર અન્ધકાર!
—શરણુ.

મેઘ મુશળધાર પડે, મચ્છ–મગર નીચે નડે;
પવન–પાણી જીરવે ન શઠ–ચલિત, ફીરતાર!
—શરણુ.

તુજ બિરદની રૂપેરી દોરી ગગનમાંય ઘેરી
બિરદ તારથી ટકેલી; નાથ! જીંદગી ઉગારઃ
—શરણુ.

અભ્રનો ઝઝૂમે ભાર, સિન્ધુ ડોલન એ સુમાર
તુજ આધારે મધ્યે નાવઃ નાથ! તાર કે ભુરાડ.
—શરણુ.

# " બાનાની પત રાખ "

"कोन गली गयो श्याम, बतादे सखी"—ए गीतनी छाया.



દયાળુ પિતા ! બાનાની પત રાખ,
સાહી શિશુનો હાથ, બાનાની પત રાખ—દયાળુ.
રણવગડે છું એકલવાયો પામર પ્રાણી અનાથ !—દયાળુ.
આભ તપે ઉપરથી, તપવે હેઠળ રણની વાટ !—દયાળુ.
તપી તપી મધ્યાહ્ને, સીઝાતી રાંક-જર્જરિત જાત !—દયાળુ.
પ્રાણ તરફડે તૃષા છીપાવા, શોધે જળ-ભર ઘાટ !—દયાળુ.
જોઈ ઝાંઝવાં, દીન-હીન આ મીન કરે કલ્પાંત !—દયાળુ.
પીડા ફીટે ના, ક્ષુધા મટે ના, મટે ન ઝંપાપાત !—દયાળુ.
ખૂટે ના ઉજ્જડ સંસારે—અંધકારભર રાત !—દયાળુ.
સૂનો જીવનકાળ વહંતો, વણ સાથી—સંગાથ !—દયાળુ.
બેલી એકજ તું ભવરણમાં અનાથના હો નાથ !—દયાળુ.
સફર અજાણીમાં અટવાતો, ચીલો ચૂકયો છું તાત !—દયાળુ.
ઘટે દોરવો તુજ પન્થે, કરી દયાથી દૃષ્ટિપાત !—દયાળુ.
જન્મીને જીવું જીવન તે તારો સર્વ પ્રતાપ !—દયાળુ.
રક્ષક, પોષક ને ઉદ્ધારક કોણ બીજું વણ આપ ! દયાળુ.
" છોરૂં-કછોરૂં થાય " તથાપિ તરછોડે નહિ બાપ ! દયાળુ.
દુઃખીઆંના બેલી કહાવો છો, કહાવો દીનના ભ્રાત ! દયાળુ.
શરણે આવ્યો, ચરણામૃત દઇ થાઓ મને સાક્ષાત-
ભાગો ભવભવના ભટકારા—જગતાત. દયાળુ પિતાઃ—

# દયાની યાચના.

"दीननो दयाळ छोडी" ए राग.



દીનના દયાળુ નાથ! આવ્યો શરણ ત્હારે;
આવ્યો શરણ ત્હારે, ડૂબતાં સિન્ધુ ખારે.
—દીનના.

વાયુ ઘોર વરસતાં નિધિ ચઢયો ઉછાળે;
બૂડે જ્હાજ, સાહી હાથ, નાથ! લ્યો કિનારેઃ
—દીનના.

જાણું ના તરાય કેમઃ ઓથ નહિ મ્હારે;
વિહીન આપ, જીવનતાત! જીવન કોણ તારે?
—દીનના.

ભય ભવાબ્ધિમાં અનેક, ભડકું અન્ધકારે;
વિહીન આપ, હૃદયે ચાંપી કોણ ભય ફીટાડે?
—દીનના.

ભૂલી સર્વઃ આર્ત્તનાદથી શિશુ પુકારે;
વિહીન આપ, અવર, નાદ કોણ શ્રવણ ધારે?
—દીનના.

ના ઘટે વિલંબ નાથ! મરૂં અસહ્ય ભારે;
શી દશા, દયાળુ-આપ જો ચઢો ન વ્હારેઃ
—દીનના.

# "વન વન વિષે વિરાજો."

રાગ આશાગોડી.



વનવન વિષે વિરાજો,

ભલા પ્રભુ ! વનવન વિષે વિરાજો !

મહેરામણનાં ગંભીર નીરશું, ગેબી નાદે ગાજો—ભલા.
ભર બ્રહ્માન્ડે, ઘન સહ ગગને, શશિ-રવિ સૌમાં રાજો—ભલા.
ગિરિ-કંદ્રા ને ફળ કુલ કુંજો, આપ સ્વરૂપે તાજાં—ભલા.
રંક હૃદયમાં વસી રહી, તેનાં-તારા નિધિથી જહાજો—ભલા.
ભૂલી ભટકતા ભવાટવીમાં જે, તેવાંને ય નિવાજો—ભલા.
વનવનની વિભૂતિ પેઠે, નાથ ! મને યે ન્હાજો—ભલા.
વસ્તીતણા ઘોંઘાટ નડે, ને ગહન સુણું ન અવાજો—ભલા.
શંકરકંકણશાં નિપજાવી—સંકટમાં છું દાઝયો—ભલા.
વરસે ઉન્હી લૂ સંસારે, છત્ર તમારાં છાજો—ભલા.
તૃષ્ણાતરસ્યા પામર જીવને પાન અમીનાં પાજો—ભલા.
અંત સમે આ ઓશિંગણની વહારે વહેલા ધાજો—ભલા.
દર્શન વાંચ્છું દ્રવિત જીવનનો, બાંહ્ય બુડંતાં સ્હાજો—

ભલા પ્રભુ ! વનવન વિષે—

# જર્જરિત દેવળિયાંના વાસી.

"હીરા માણેકને મારે શું રે કરવા છે" મીરાંબાઇના એ ગીતની લય.



જર્જરિત દેવળિયાના વાસી, અવિનાશી સ્વામી !
સંતનૂ હો અંતર્યામી !
જૂનાં મંદિરિયાંના સચરાચર સ્વામી !
પડતર અંતરમંદિરના વિલસી-વાસી સ્વામી !
સંતનૂ હો અંતર્યામી !
જૂનાં મંદિરિયાંના સચરાચર સ્વામી !
—જર્જરિત.

ખડખચડું દેવળ તારૂં, ખાલી ખંડેર ભાળું;
સેવાની સામગ્રી યે શૂન્યતા પામી સ્વામી !
સંતનૂ હો અંતર્યામી !
સૂનાં મંદિરિયાંના અજરામર સ્વામી !
જૂનાં મંદિરિયાંના સચરાચર સ્વામી !
—જર્જરિત.

વિરમે ભક્તિના ભાવો, ગોઠે ના ગીત ગાવાં;
પૂજન, અર્ચનની વૃત્તિ દીસે વિરામી સ્વામી !
સંતનૂ હો અંતર્યામી !
સૂનાં મંદિરિયાંના અજરામર સ્વામી !
જૂનાં મંદિરિયાંના સચરાચર સ્વામી !
—જર્જરિત.

કથળેલી વીણા મારી, ઝીલે ના સ્તુતિ તારી;
તૂટયા તારે બેતાલી સૂરગત જામી—સ્વામી !
સંતનૂ હો અંતર્યામી !
સૂનાં મંદિરિયાંના અજરામર સ્વામી !
જૂનાં મંદિરિયાંના સચરાચર સ્વામી !
—જર્જરિત.

જીર્ણ દેવળિયે ખુશબો-દેતાં કદિ ખીલે પુષ્પો;
કંઠે—ફુલ ચરણે ધરતાં બનતો હરામી-સ્વામી !
સંતનૂ હો અંતર્યામી !
સૂનાં મંદિરિયાંના અજરામર સ્વામી !
જૂનાં મંદિરિયાંના સચરાચર સ્વામી !
—જર્જરિત.

અગોચર ઉત્સવ ગરવાં-આવે ને જાય પર્વો;
પુણ્યનાં ઉજવણાં કિન્તુ ઉજવે ના કામી-સ્વામી !
સંતનૂ હો અંતર્યામી !
સૂનાં મંદિરિયાંના અજરામર સ્વામી !
જૂનાં મંદિરિયાંના સચરાચર સ્વામી !
—જર્જરિત.

પુરાતની મંદિરમાંનો, શક્તિહિન હંસલ ન્હાનો;
મઠારીને મંદિર, હંસલ, બનવો પુણ્યગામી-સ્વામી !
સંતનૂ હો અંતર્યામી !
સૂનાં મંદિરિયાંના અજરામર સ્વામી !
જૂનાં મંદિરિયાંના સચરાચર સ્વામી,
—જર્જરિત.

# દ્વાર ઉઘાડો.

"दामोदर दुःखडां कापोरे ए वर मागुं" कवि दयारामना
ए पदनो राग.



દીન તપે તમારે દ્વારે રે, દ્વાર ઉઘાડો;
શિશુ આર્ત્તરવે પોકારે રે, દ્વાર ઉઘાડોઃ
—દીન.

થંભ્યાં ત્રિલોક ત્રાતા! તમારે આધારે,
એક ઓથ તમારી મારે રે, દ્વાર ઉઘાડોઃ
—દીન.

સંસારી ઝંખે સ્વામી! ઝાંખી સંસારેરે,
ઘો દર્શન આ અવતારે રે, દ્વાર ઉઘાડોઃ
—દીન.

જેવો તેવો હું ત્હોયે શરણે તમારે રે,
તમ સિવાય કોણ જ તારે રે, દ્વાર ઉઘાડોઃ
—દીન.

તરસ્યું મન પંખી તલપે, પાંખો ઉઘાડીરે;
ઘો દર્શન દા'ડી દા'ડી રે, દ્વાર ઉઘાડોઃ
—દીન.

# "બાળ પડયા તુજ પાલવે."

"अमे जोगीओनां बाळ" ए राग.



સ્વામી! સત્યના રખવાળ (૨)
બાળ પડયા તુજ પાલવે:
શરણુંાગતને સંભાળ (૨)
બાળ પડયા તુજ પાલવે.
—સ્વામી.

માયા ને મોહનાં પુતળાં ભુલવે સેવા ને સ્નેહ—
ભૂલવે સેવા ને સ્નેહ;
દઇ તમ અવિચળ આશરો ભાગો ભવ-સન્દેહ—
ભાગો ભવ-સન્દેહ;
માન્યું ના મન વિત્ત વૈભવે.
—સ્વામી.

સુરભિ ભર્યાં કોમળ ફુલડાં, ઉજજડ વેરાન માંય—
ઉજ્જડ વેરાન માંય;
કકરહીણાંથી કરમાઇ, ચહે તારી શીતળ છાંય—
તારી શીતળ છાંય:
તૃષા છીપાવો તાતજી! હવે,
—સ્વામી.

# ૧ "વન્દન હો અમ વારંવાર."

(કોરસ.)



વન્દન હો અમ વારંવારઃ
વન્દન હો અમ વારંવારઃ
અગ્નિસ્વરૂપ સ્વામી, સુન્દરવર !
વંદન હો અમ વારંવારઃ
શાન્તિના સાગર ધરણીધર !
વન્દન હો અમ વારંવારઃ
અઢળક તેજ તણા દીવાકર !
વન્દન હો અમ વારંવારઃ
સ્નેહ, દયા, મુદ, અમી, કૃપાભર !
વન્દન હો અમ વારંવારઃ
પ્રણુતપાલ રખવાળ રસિકવર !
વન્દન હો અમ વારંવારઃ
અકળ સકળ તુજ રચના નટવર !
શિષ નમાવું વારંવારઃ
વન્દન હો અમ વારંવારઃ

૧ અહીંથી શરૂ થતી ત્રણ બાલ પ્રાર્થનાઓ છે.

# "પ્રભુ! અજ્ઞ અમે બાળકો તમારાં."



દીંઢી રાગ.

પ્રભુ! અજ્ઞ અમે બાળકો તમારાં,
પિતુ, બન્ધુ, માત, મિત્ર તું અમારો;

અમ સર્વને આધાર એક તા'રો,
નથી અન્ય ઓથ તારો કે ઉગારો.

મન, વચન, કર્મના ગુન્હા અનેક,
તપ, યજ્ઞ, પુણ્ય, દાન વિમુખ છેક;

નથી જ્ઞાન, ભક્તિ કે સધાતિ સેવા,
બળ દે પ્રભુ! નીતિ ધર્મ પન્થ વ્હેવા.

તમ સત્ય તત્વ વદનમાં વસાવો,
તમ અમીનું સત્વ નયનમાં ઠસાવો;

તમ પ્રેમરંગ હૃદયમાં લગાવો,
તમ હુંફ અર્પી દો સમષ્ટિ ભાવો.



# સન્તોના રામ!

પારસી ગીતની ઢબ.



સન્તોના રામ, પુણ્યવન્તોના રામ!
દીનહીન દુઃખીનાં દિલના આરામ!

દેવોના ધામ, દેવહૃદયોના ધામ!
પ્રણામ પૂજ્ય તાત! તુજ પ્રણામું નામ.

દયા—નિધાન, નાથ! દયા—નિધાન!
ક્ષમાથી જોઈ દેશો દયાનાં દાનઃ

સત્યના સુકાનોં! સત્યકૃત્યના સુકાન!
તારો શમાવી ઘોર વાયુ—તોફાન.

સૌન્દર્ય શ્યામ, સૃષ્ટિ સૌન્દર્ય શ્યામ!
કલાપૂર્ણ કામ છો જી કરવાનો ઠામ.



# ગુરૂસ્તોત્ર.

( એક કરૂણ પ્રશસ્તિ. )

ભૈરવી છાયામાં ભૂજંગી છંદ.



તૂપે દિવ્ય તેજે સદા બ્રહ્મપૂરી,
વહે જ્યાં થકી વેદ બંસી મધૂરી;
સિંચે સ્નેહ, સૌન્દર્ય જ્યાંથી પિતાજી,
ગુરૂદેવ ! પોતે રહ્યા ત્યાં વિરાજી.

નવાં નિત્ય ખીલે, ખરે ના કુસુમો,
નવાં ખીલતાં, ના ઢળે કલ્પદ્રૂમો;
લીલાની ખીલાવે કલા જ્યાં પિતાજી,
ગુરૂ, જ્યોતિ રૂપે રહ્યા ત્યાં વિરાજી.

પ્રભુની પહોંચી શકી અર્ચનાઓ,
પહોંચે મનુની પ્રભુ-પ્રાર્થનાઓ;
પ્રણામો કરૂં દૂરથી પૂજ્ય પૂજી,
શકે પૂહોંચી તે, જ્યાં વિરાજે ગુરૂજી.[1]

---

૧ પ્રભુના આદેશો મર્ત્યલોકમાં પહોંચી શક્યા છે અને મર્ત્યલોકની પ્રાર્થનાઓ દિવ્ય લોકમાં પહોંચી શકે છે તો એ જ પ્રેરણે હૃદયમાં સૂક્ષ્મ સ્વરૂપે વિરાજતા સ્વર્ગસ્થ ગુરૂશ્રીના દિવ્ય આત્માને અહીંથી પૂજન-પ્રણામ કરવામાં આવશે તે તેઓને, ત્યાં પહોંચશેજ.

શશિ-સૂર્યનાં નૂર, વાયુ કદાપિ,
ભલે ના વહી જાય "વંદન," તથાપિ—
ભર્યું ભાવ હૈડું, બની આત્મસાથી,
જઇ અર્પશે જ્યાં ગુરૂશ્રી પ્રતાપી.[૨]

રવિ, યોજનો દૂરથી નૂર દે છે,
અને પદ્મની પાંખડી ઉઘડે છે;
ગુરૂજી ! વિરાજો ભલે બ્રહ્મધામે,
ખુલે આત્મની આંખડી આપનામે.[૩]

વહ્યાં પુણ્ય, શ્વાસે, સુવાસે, સ્વભાવે,
વહેતો શિશુ તેજ, પુણ્યો-પ્રભાવે;
રમે ઉર આનન્દની દિવ્ય-મૂર્તિ,
જગાડે નવી, આત્મને નિત્ય સ્મૃતિ.

ગુરૂદેવ-મન્દિરનો ઘંટ વાગે,
ભવે ઘોરતા પ્રાણ નિદ્રાથી જાગે;

---

૨ દિવ્યલોકથી અત્ર પ્રકટતાં શશિનાં અજવાળિયાં અને સૂર્યનાં પ્રકાશ ભલેને દિવ્યલોક ભણી પોત-પોતાની પ્રભા (અસ્ત વેળાએ) પાછી ખેંચી જાય છે તે સાથે મારા ગુરૂપ્રણામો દિવ્યધામવાસી ગુરૂજીને ન પહોંચાડે-તેમજ વરસતો વાયુ-છતાં ભાવજ પ્રણામો પહોંચાડશે.

૩ બીજી કડીનો ભાવ અત્ર વધુ સ્પષ્ટ થાય છે.

સમી સ્વર્ગ-સંસારની "મધ્ય સીમા,"[૪]
ઝગે બ્રહ્મતેજે સદા તે પ્રતિમા.

નમે ગર્વ છાંડી ફળે વૃક્ષ પાકું,
ભર્યાં જ્ઞાન ભારે નમ્યું શિર્ષ રાખ્યું;
વિધિ શી ભ્રુકૂટિ ફળે ભવ્ય ભાસી,
પ્રભુતા, લઘુતા વિષે શી પ્રકાશી!

[૫]"બધા આત્મ બન્ધુ"નું કલ્યાણ ચ્હાતાં,
અમીનેત્ર બે નિર્મળાં ના ભૂલાતાં:
ઉંડા ધ્યાનમાં નેત્રપાંખો બીડાતી,
મહા શાંતિની છાંય ત્યારે છવાતી.[૬]

ઘટા કુંજ ગાઢી, જટા જૂથ ધારી,
મહા વૃક્ષની છાંય શીળી, હુંફાળી;
તળે બેસીં થાકયા તપેલા પ્રવાસી,
લહે શાંતિ, સંતોષની લ્હેર ખાસ્સી.

હતા વ્યોમ-છાયા સમા મૃત્યુલોકે,
ખપાવી સ્વશક્તિ પરાર્થે જ પોતે:

---

૪ સ્વર્ગ અને સંસાર વચ્ચેના પૂલ સરખી તે પ્રતિમાઃ સંસારમાંથી સ્વર્ગપંથે પ્રેરનાર તે ગુરૂતસ્વીર.

૫ "વસુધૈવ કુટુમ્બકમ્" આપશ્રીનું જીવતસૂત્ર.

૬ અનુભવસિદ્ધ ભૂતકાળના મધુર સ્મરણની યાદ.

શુચિ પદ્મ-દાંડા સમો હસ્ત ધીરે,
સ-આશિષ પંપાળતા શિશુ—શિરે.

પ્રસાદે ભર્યો મુખથી દેવવાણી—
સુધાશી ઝરાવી કીધાં ધન્ય પ્રાણી;
રસે પાઇ, પીધા ઘણા ઘૂંટડા તો,
હજુએ રસે મસ્ત આત્મા રસાતો.

ગુરુ-નેત્રપદ્મે અમીવૃષ્ટિ ઝીલી,
ગુરુ-મુખપદ્મે સુભાશિષ શીળી;
ગુરુ-પાદ પદ્મે પડી 'ધન્ય' થાતો,
ગુરુદર્શને 'હું-મને' ભૂલી જાતો.

પ્રતિપાદસંચાર ને નિત્ય કર્મે,
પ્રભુગાન ધ્યાને તથા પુણ્ય ધર્મે;
ગુરુદેવ! હું ફાળ છો શ્વાસશ્વાસે,
સ્મૃતિ ચિત્ર ચિત્તે જડયું, ના ભૂંસાશે.

સ્મૃતિ આપની દોરતી ભૂતકાળે,
ઢળે નેત્ર-હૈડું સદા ઉપકારે;
ઝગે વ્યોમ ને વિશ્વમાં ધ્રૂવ તારો,[7]
ગુરુ સૂક્ષ્મદર્શે ટળે અન્ધકારો.

---

૭ એક કથા એમ કહે છે કે રાજા ઉત્તાનપાદનો કુળદીપક પુત્ર ધ્રૂવ વરદાન પ્રમાણે વર્ષો પર્યંત શાસન ચલાવી અંતે નક્ષતારક-ગણના ઉપરી તરીકે ધ્રૂવ તારારૂપ તપે છે. ગુરુજીને સહેતુ એ વિશેષણ

ગુરૂની કૃપાગંગમાં અંગ સ્નાને—
થયો પાક, પાને ગુરૂજ્ઞાન-દાને;[૮]
ગુરૂની પૂજા ભક્તિમાં મસ્ત શિશુ,
વિના સેવ બીજું શકે તે ચહી શું?

સમર્પિત આત્મા ગુરૂભેટ રૂપે,
ગુરૂને જ ઝંખે ગમે તે સ્વરૂપે;
ગુરૂ તાત મોટા, ગુરૂછત્ર-છાયા,
બધે, સૃષ્ટિસૌન્દર્યમાં ગુરૂ-માયા.

ગુરૂના પનોતા પડયા પાદ જ્યાં જ્યાં,
ગણું તીર્થક્ષેત્રો, ધરૂં પાદુકા ત્યાં;
ભભૂતિ પ્રસાદે શિવે અંગ રોળ્યું,
ગુરૂપાદ ધૂલિ વડે દેહ ચોળું.

સમાધિ ધરી જે સ્થળે યોગ સાધિ,
કુલા સંકલાવી ત્યજી સૌ ઉપાધિ;
સમાવી પ્રભુજ્યોતિમાં આત્મજ્યોતિ,
નમું પુણ્યદા તે ભૂ ને વાર કોટિ.

---

સાથે સમ્બોધન કરાય છે કે આપનાં સૂક્ષ્મદર્શનતેજવડે મારા સ્થૂળ અન્ધકારો નષ્ટ થાય છે.

૮ ગુરૂકરૂણારૂપ ગંગાજીમાં અંઘોળ કરવાથી, એ ગંગાજળનાં પાન કરવાથી અને એ ગંગાજીના શુદ્ધ જ્ઞાનનાં દાન મેળવવાથી હું પામર જીવ પાક-પાવન થયો.

હતી બોધના ધોધની ના અપેક્ષા,
ફરી ઉપદેશો ન દેતા ય દીક્ષા;
હતી કેળવી ન્યાયશક્તિ—નિરીક્ષા,
મને બક્ષતા એકલી આત્મશિક્ષા.

તરીને તરાવ્યા અનાયાસ ભક્તો,
સ્વયં ચાલી સત્યે ચલાવ્યા અશક્તો;
ભલે ના દીપાવ્યાં વડે ગેરૂ અંગો,
તપે, યોગ, જ્ઞાને પીધા ઘોળી રંગો.

નથી ચિત્ત ચિંતામણિને ચહાતું,
કદી કલ્પદ્રૂમે ન હૈડું મનાતું;
ભલે કામધેનું, ભલે સ્પર્શકાન્ત,
ગુરૂદેવગ્રંથે જ આત્મા પ્રશાન્ત.

અભેદોર્મિ—નિમજ્જને શીખવાડી,
સમર્પિ સૂક્તિતત્ત્વમાં [1]લો લગાડી;
શીખ્યો આત્મશ્રદ્ધા, શીખ્યો "પામી-દેવા,"
શીખ્યો સ્નેહ ને સ્વાર્પણે યોગ્ય સેવા.

પઢાવ્યા મહા પાઠ શાંતિ, ક્ષમાના,
દયાના, ધૃતિના, પ્રભુની પ્રભાના;
પઢ્યા ક્ષુદ્ર પ્રાણી ગજા જેટલું ના,
થયા આપથી સ્થૂળસંબંધસૂના!

---

૧ લગની (તન્મયતા).

ભૂંડા મૃત્યુનો મોહ ટાળી અમારો,
થતાં મુક્ત ઓળંગીને સિન્ધુ ખારો;
ગુરૂજી ! ભરાવી જળે ભક્તઆંખો,
વિકાસી, ઉડયા વિશ્વથી-તેજ પાંખો.

ઉડયા પિંજરેથી થઇ પુષ્પવૃષ્ટિ,
વિંધી વ્યોમને સંચર્યા દિવ્યસૃષ્ટિ;
મનુબાલની જ્યાં પહોંચે ન દૃષ્ટિ,
વસી ત્યાં વહાવો પ્રવાહો સમષ્ટિ !

દીસે સૂર્યનાથી વધુ-તેજરાશિ,
રહ્યા સૂક્ષ્મ રૂપે ઘણુંમાં પ્રકાશી;
દીસે પુષ્પ ન્હાનું, સુગન્ધી વધારે,
ખીલે સૂક્ષ્મ ભાવો ભવાબ્ધિ કિનારે.

પ્રણામું ગુરૂદેવ ! બીજું બને શું !
પ્રણિપાત વિના ધરૂં આપને શું !
નમું આત્મના જિંદગીના મણિને,
રહે ઓથ છે આપની, આ ઋણિને.

પૂરા પ્રેમથી, પૂજ્ય ! ભક્તિ, વ્રતેથી,
નથી સ્નેહરાશી પતિનામ દેતી;
વદે મુખ ના—નામ—ઉરે ઘૂંટાતું,
" ગુરૂદેવ " સમ્બોધને તૃપ્તિ પામું.

# કેશવલાલ શેઠનાં નવાં પુસ્તકો:—

## ૧—સ્વદેશ ગીતાવલિ.

(સુન્દર પાકું પૂઠું, ઉંચા એંટ્રીક કાગળ; કિમ્મત રૂ. ૦—૧૪—૦)
આમાં શરૂઆતમાં સ્વદેશભક્તિ, સ્વદેશધર્મ અને સ્વદેશદાઝને લગતાં રસમય કાવ્યો ઉપરાંત છત્રપતિ શિવાજીની રાજ્યવ્યવસ્થાવાળું એક વિસ્તૃત ખંડકાવ્ય છે. ત્યાર પછી દેશના સમર્થ નેતાઓ જેવા કે દાદાભાઇ, રાનાડે, ગોખલે, ટીળક, એનિબિસંટ, ગાંધીજી, ટાગોર, જીણા, માલવિયા, ફિરોજશા મહેતા, રોમેશચંદ્ર દત્ત, સ્વામી વિવેકાનંદ, વગેરે અનેક મહાપુરૂષો અને રાજા—મહારાજાઓની જયંતીઓ (અથવા સંવત્સરીઓ) તેઓનાં, તેમની જ ભાષામાં ટુંકાં જીવનસૂત્રો સાથે ઉતારવામાં આવેલી છે. અને તે દરેકનો ગુજરાતી અર્થ પણ કાવ્યમાં આપેલો છે. ત્રીજા વિભાગમાં "સ્વરાજ સુત્રાવલિ" આવે છે. તેની અંદર, રસ્કીન, બર્ક, પ્રે૦ વિલ્સન, બ્રેડલો, મેકોલે, એસ્કવીથ, સર હેન્રી કૉટન, સિસેરો, વેબ્સ્ટર, મિલ્ટન, આદિ અનેક વિદેશી રાજનીતિજ્ઞ પુરૂષો ઉપરાંત આપણા દેશના કેટલાક પ્રજાપ્રિય રાજનીતિજ્ઞોના સ્વરાજ્ય અને વ્યક્તિસ્વાતંત્ર્ય માટેના મત—ઇંગ્લીશ અને ગુજરાતી ભાષામાં ઉતારવામાં આવેલા છે.

## અભિપ્રાયોની થોડી વાનગી:—

"ગૂજરાતી સાહિત્યમાં આવા સાહિત્યની અનીવાર્ય અગત્ય છે. આ દિશામાં પ્રશંસનીય પ્રારંભ કરવા માટે રા. શેઠ અભિનન્દનને પાત્ર છે. સર્વ રીતે જોતાં ભાઇ કેશવલાલ ગૂજરાતને ચરણે એક સુન્દર સંગ્રહ મૂકી શક્યા છે. પ્રત્યેક ગૂજરાતીને આ ગીત વાંચવા જેવાં છે. તથા હોમરૂલ લીગની લાયબ્રેરીઓએ પ્રસ્તુત પુસ્તક ખરીદવા જેવું છે."

**હિન્દુસ્થાન. જાનેવારી તા. ૨૮—૧૯૧૯.**

"રા. કેશવલાલ શેઠનાં કાવ્યો વખતોવખત જાણીતાં માસિકોમાં પ્રસિદ્ધ થાય છે અને તે સારો આદર અને ખ્યાતિ પામ્યાં છે. એવો જ આ ઉપયોગી સંગ્રહ છે. અને જુજ સમયમાં તેનો સારો ઉપાડ થઇ જાય તો તેમાં નવાઇ નથી." **બુદ્ધિપ્રકાશ. જાનેવારી ૧૯૧૯.**

"કાવ્યોમાં કૃત્રિમતા કે ક્લિષ્ટતા જામવા પામી નથી. કેટલાંક કાવ્યો ઘણાં પ્રોત્સાહક છે. ભાષા વિષયને રૂચે તેવી અને ઝણઝણાટ-વાળી છે. પુસ્તકની કિમ્મત કાંઇ વધારે જણાતી નથી."

**સાહિત્ય. ફેબ્રુઆરી ૧૯૧૯.**

"સંગ્રહ બહુ સારો છે. લેખકની શૈલી સારી છે. રચના સરળ છે ને દોષરહિત છે. દેશ ગૌરવ, અમે કોણ, સ્વદેશ જીવન, એક વીર બાલકની કથા–જેવી કવિતાઓ બહુ આકર્ષક છે. અને ઉપયોગી છે. આવાં કાવ્યો ગૂજરાતમાં વધારે લખાય તે ઇષ્ટ છે."

**કેળવણી. જાનેવારી–ફેબ્રુઆરી ૧૯૧૯.**

"આ પુસ્તકની ઉપયોગિતા માટે વિશેષ લખવું એ પિષ્ટપેષણ રૂપ થઇ પડશે. હાલના વિચારોને અનુકૂળ અને ઉપયોગી પુસ્તકોની કોટિમાં તે વિનાસંકોચે મૂકી શકાય તેવું છે."

**ગુજરાતી પંચ. માર્ચ તા. ૯ ૧૯૧૯.**

"This little book contains Songs and Poems, as its name implies, of a patriotic nature. It is an emblem of the spirit of our times, and the songs are set that tune—so far they would attract attention." MODERN REVIEW: MARCH: 1919.

---

**૨–પ્રવાસીના પત્રો** ( ઘટાડેલી કિમ્મત રૂ. ૧–૦–૦ )

આ પુસ્તક સંબંધી રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ, રાવસાહેબ ગણપતરામ ત્રવાડી, શ્રીમાન મગનભાઈ બેરિસ્ટર, કાદમ્બરીના

ભાષાન્તરકાર શ્રીમાન્ છગનલાલ પંડયા, રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા, વગેરે. મશહૂર સાક્ષરોએ ઉત્તમ અભિપ્રાયો આપેલા તે પુસ્તકની અંદર જ છપાવેલા છે. ઉપરાંત પત્રકારોના મતની વાનગી વાંચો:—

"પ્રવાસીના પત્રો એ નવીન દિશામાં કરેલા પ્રયાસો છે અને તે આવકારદાયક છે." (અમદાવાદ—ગૂજરાત સાહિત્ય સભાના વાર્ષિક સંમેલન વખતે વંચાયલા રિપોર્ટમાંથી.)

"પુસ્તક વાંચવા લાયક તથા ઉત્તેજનને પાત્ર છે. શૈલી ભભક-ભરી તથા કુદરતી છે. પ્રસ્તુત પત્રો વાંચ્યાથી આંખો ઉઘડવાનો સંભવ છે. અને મન નવી દિશા તરફ વળશે."

**સાહિત્ય. પુ. ૪. અંક ૪ થો.**

"પ્રત્યેક પાનામાં સ્વદેશભક્તિની અને સમાજસુધારણાની બાબતો આલેખાયલી હોઇ પુસ્તક માટેનો પ્રયાસ અભિનન્દનને પાત્ર છે."

**હિન્દુસ્થાન. પુ. ૧. અંક ૮ મો.**

"પત્રોની રચના આકર્ષક અને વિચારણીય છે. ગુજરાતની લાયબ્રેરીઓ તથા સાહિત્યપ્રિય ગૃહસ્થો આ પુસ્તકને પોતાના સંગ્રહ-માં દાખલ કરે એવી આશા રાખી શકાશે."

**જ્ઞાનસુધા. પુ. ૩૦ મું. અંક ૭.**

---

**૩—લગ્નવ્રત.*** (નામદાર વિઠ્ઠલભાઇ પટેલે વર્ણાન્તર લગ્નને લગતો ખરડો વડી ધારાસભામાં દાખલ કર્યો છે તેવા સંજોગોમાં આ પુસ્તક ખાસ પ્રાસંગિક નિવડશે. કિમ્મત માત્ર રૂ. ૦—૪—૦.)

"પ્રશ્ન ને ઉત્તરના રૂપમાં લગ્ન જેવા જરૂરના વિષય ઉપર રા. શેઠે ઠીક ઉહાપોહ કર્યો છે." **સાહિત્ય. માર્ચ: ૧૯૧૭.**

---

* આ પુસ્તક માટે રા. સાકરલાલ બુલાખીદાસને (બાલા હનુમાન પાસે અમદાવાદ) તથા રા. મણિલાલ મંગળજી કાશીવાળાને (મું. વાઘો-ડીઆ; વડોદરા રાજ્ય) પૂછવું.

"લગ્ન જેવા હિન્દુ સંસારમાં અતિ ઉચ્ચ અને પવિત્ર પ્રસંગનો સંક્ષેપમાં અર્થ સમજાવવા લેખકે કલ્પિત નવપરીણિત યુગલ પાસે એક સંત પુરૂષદ્વારા પ્રશ્ન પૂછાવી તેના યોગ્ય ખુલાસા સાદી ને સરલ ભાષામાં સચોટ રીતે કરાવ્યા છે. પુસ્તક સફળ થયું છે."

**હિન્દુસ્થાન. માર્ચ: તા. ૪થી ૧૯૧૭.**

"લગ્નવ્રતના કર્ત્તા ગૂજરાતના પ્રસિદ્ધ લેખક છે. એટલે એમાં ભાષા સંસ્કારી હોય જ. લેખકે પોતાના સ્વતંત્ર વિચારો દર્શાવ્યા છે. જાતીયલગ્ન કરતાં સ્નેહલગ્નને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે તે સારૂં થયું છે. પુસ્તક ઘણું સારૂં છે." **ચન્દ્રપ્રકાશ. માર્ચ: ૧૯૧૭.**

"આ નિબંધમાં લગ્ન, તેના પ્રકાર અને ભાવના વિષે સારી ચર્ચા કરવામાં આવી છે. તેનું વાચન વિચારને ઉત્તેજિત કરે છે. અને નવીન દૃષ્ટિબિન્દુઓ રજુ કરે છે. પુસ્તક ઉત્તેજનને પાત્ર છે."

**બુદ્ધિપ્રકાશ. મે: ૧૯૧૭.**

"લગ્નમાં દંપતીધર્મની કેટલીક ગહન ભાવનાઓ સમાઇ રહેલી છે. તેનું દિગ્દર્શન કરાવનારૂં આ એક ન્હાનું પુસ્તક છે રા. શેઠનો આ પ્રબંધ ઘણી રીતે પ્રશંસાને પાત્ર છે અને અનેક સામાજિક પ્રશ્નો વિષે એવા પ્રબંધો લખાવાની જરૂર છે.

**પ્રજાબન્ધુ. એપ્રીલ: તા. ૨૧-૧૯૧૮.**

---

**૪-સ્નેહસંગીત.** ( કિમ્મત દસ આના.) સ્નેહનાં સુન્દર તત્ત્વોને ઉત્તમ કલાથી વિવિધ કાવ્યોમાં ઉતારવામાં આવેલાં છે. પુસ્તક હમણાંજ ( એટલે આ પુસ્તકની સાથે ) પ્રસિદ્ધ થયું છે. અને સુન્દર પાકા પૂંઠાનું હોઇ સચિત્ર છે. ખાતરીપૂર્વક કહી શકાય કે આ પુસ્તક ખરીદનાર ગૂમાવશે કશું નહિ ને મેળવશે ઘણું.

લખોઃ—

**જીવનલાલ અમરશી મહેતા.**

પીરમશા રોડ-**અમદાવાદ.**

Guide my steps aright, Lord !
  Guide them in Thy path;
Light my way abright, God !
  Light it when it's dark.

Right you all my wrongs, Lord !
  Mend you all my faults;
Fight my battles all, Oh God,
  As ever they were yours.

It stray I go, or strength I loss
  Direct and bear me up
Oh Lord ! It Satan's path I choose,
  Illumine there me just.

With all my efforts for Thy home,
  I may be groping in the dark,
Lord, take me by Thy hand
  And put me in Thy path.

Guide my steps aright, Lord !
  Guide them in Thy path;
Light my way abright, God !
  Light me when'er in dark.